સતગુરૂએ શેહેર રચાયા રામ; સોય.
જલહળ જલહળી જોત્ય જલત હે,
મોતીના ચોક પુરાયા રામ. સોય.
સંસાર સાગર મહાજલ ભરીયો.
તારણુ તાર મીલાયો રામ. સોય.
મચ્છંદરના ચેલા ગોરખ બોલીવા,
મોજયા સો નર પાયા રામ. સોય.

## ચેલઈયા પુરાણ તથા હાલરડુ.

હરી ગુરૂ સંતને સમરીને ચોથો ગણુપતની દેવ;
સમર્યો લખ લાભ દીએ જેની પ્રથમ પેલી સેવ;
ગુણુ ગાવેરે હરી ભક્તિના જેને સ્નેહ ભાવ અસમાનઃ
સત વિના સાહેબ ન રીઝે વાંચે વેદ પુરાણુ.
સગાળશા શેઠને ચંગાવતી રાણી એવા નીમધારી નરનારી.
સાધુ જમાડીને પછી જમતાં, જેનો અહોનીશ ધરમ અપાર,
એક સમે એને અટક પડીને મેઘ મંડાણો મુશળધાર,
પરજન ઉઠયો આઠમો તો એ સત નવ છોડો શાણારે,
વરસી રહ્યો ત્યારે વકીલ તેડાયોને દશોદશ ગોતવા જાય,
અભીઆગત વિના મારે અનડાં ન ખપેને
એવો કરોને ઉપાય,
વાણોતર ચાલ્યા એને ગોતવાનેગે જોયા નગર હરી વીર;
તળાવની પાળે એક તપસી બેઠે ને શેઠને કીધો શમાચાર.
શેઠ કાને સાંભળીનેરે અણુવાણે પગે ધોડયા જાય,
પ્રણામ કરીને પગે લાગ્યા તો હઇડામાં હરખ ન માય;

સગાળશા શેઠનું સત છોડાવવાને, કોઢીયા થયા કીરતારભાઇ,
આવી દેવળમાં ઉતર્યાનેરે, દેહ કીધી છે બેહાલભાઇ;
દુરગંધ આવે ને ભુત લાગેરે ભાઇ,
તોય ડગે નહી મન શેઠનુંરે, એવી મોટાઓની ટેક ભાઇ,
શેઠ સાધુને જ્યારે ઓળખ્યાનેરે,
તેના માનવી સુણજો મર્મ,
ભોજનના સ્વામી મારે ભોવન પધારોને,
રાખવા વાજને શરમ.

---

કડવુ ૧.

ચરણ ધોઇને ચરણામૃત લીધાને. સૌખ્ય સધળાં કામરે;
કરજોડીને પછે કહેવાને લાગ્ય ને મંદીર પધારો માર;
અતિથા વાણી ઓચરાનેરે, સાંભળો સતી મોરી વાત,
મારી કાયા મારા હાથ નહી, જાને પીડા કરે છે અતપાત,
રથ રેવંતી જોતરૂને. ગાદી નંખાવું ગોપાળ;
તેડી બેસારૂ તમને ત્રીકમા, તમે મહેર કરોને મારાજ.
વળતાં અભીયાગત બોલીયાં. મારે રથ ઘોડાનું નથી કામ,
અમો અવીનાશી રહીયે એકલાને (મ) લેસો મારૂં નામ.
પ્રભુ મંગાવું પાલખીને માંહી ઝાઝી કરાવું જતન;
પવન ન લાગે એવા પડદા બંધાવું જેમ રાંક રાખે રતન.
મનગમની રસોઇ અમે માગી લેશું,
ત્યારે જાશે તમારો ભરમ.
સંરભંગી સાધુ એ પડી શોચ નહી મારે.

કડવું આમારા ખટ કર્મ.
વળતાં અબીયાગત બોલીયાં.
જો હું આવું નગર મોજાર ભાઇ,
તારી નારી જો આવે તેડવા,
નીકર બેશી રેશું બાર ભાઇ.
હરખેથી હરિજન ચાલીઆનેરે, આવ્યા પોતાને દુવાર ભાઇ
લાગ્યા પુછવાનેરે હવે શ્યો કરવો ઉપાય ભાઇ,
સતી કહે છે સ્વામી હમારાને ઢીલ ન કરસો ભાઇ;
અબઘડી જાઇએ એને તેડવાનેરે,
એ માનવી નહી પણ મોરાર ભાઈ
સામૈયા લઇને સાબદા, થીઆનેરે ગયા પુરવનાં પાપ
ભોજલના સ્વામીને ભેટયારે, ટળી ગયાં ત્રીવિધી તાપ

કડવું ૨ જું.

કનકાઇઢાણીને કંડીઓ, મહીં જુગતે બેસાર્યાં જદુવીર
સંબાવનીયે શીરપર લીધાને ભીંજાણા સતી કેરા ચીર.
નગરના લોક ટોળે મળ્યાને જોવાને વરણ અઢાર ભાઈ,
અનેક વાણી ઓચરતેરે હાંસી કરે છે હજાર ભાઇ
ઉના જળ મેલી અસ્નાન કરાવ્યા,
પોઢાડયા પલંગ વિશાળ ભાઇ
ભાવે કરીને ભોજન નીપજાવ્યાંને [illegible] મેવાને પકવાન;
ચંદન ચરચીને ચરણ આરાધ્યા રે, [illegible];
હાથ જોડીને હરાજી ઉભાન અ[illegible] ભગવાન ભાઇ.
મનુષ્ય દેહ મુનિ અગ્નિ કરે છે.

માંરે માટીનો આર,
અતિથી વરણુ તમે કેમ કરશોને હઇયે કરોને વીચાર,
કસાઇવાડેથી તુરત મંગાવવાને મેલ્યા છે લોકની લાજ.
ભાગ્યવાન દીનાનાથ પધારયાંનો ધન્ય ઘડી મારે આજ;
નવા નવા રૂપ જ અમે ધરીએને રમયે લીયે વનમોઝાર
અઘોર પંથી મારે આર માણસનો પરમાટીનો નથી પ્યાર.
નરને નારી એકઠાં મળીઆંને હવે કીઓ કરવો ઉપાય.
પ્રભુ જોવાને આવ્યા પારખુને જો ના પાડીએ તો સત જાય
પુત્રને ચાલ્યા પુછવાનેરે નીશાળે શેઠ સગાળ
સુતને કેછેરે સાધુ આવ્યાને તમારો કરવાનો કાળ,
ચેલૈયો કેછે સત નવ છોડીએ; મરને જડમુળથી જાય.
ભાવે કરીને ભોજન બોલીયો, ઘણી અટકે પડે ઓળખાય,

ખંડ ૩

આતે કાયા મારી અંતે પડવાની,
એમ બોલ્યો સુધીવંત બાળ;
સાધુને હાથે મારૂ મોત સુધરશેને,
ટળશે જનમના જંજાળ
આગે મોરધ્વજે અંગ વેરાવ્યાને
કરણે દીધાં કાયાનાં દાન,
શીબી રાજાની માટી શાખે જોખાણીને,
તારે રીજયા હતા ભગવાન.
તોય સતવાદી સત ના છોડે મરને ભાંગી પડે બ્રહ્માંડ
દધી ચીનીને જયારે દેવતા જાચ્યા,
જેના વાંસાના કરવાતા વજર.

કુવાડે અંગ માંડયા કાપવા તોયે,
બોલે નહિ બુદ્ધિનો સાગર.
હીરા મળે પણ સમો નહી મળે
મારે ગેર મોહન થયા છે મેમાન
આવ્યો અવસર પાછો પગ કેમ ભરીયેને
તન મન ધન કુરબાન
સુરત પામે તમે હરમત રાખોને
જોજો મોટાઓના મરમ,
પરમારથ કારણ મરેને પ્રાણ હોંમાય
નહી છાંડીએ સત ધરમ
એટલો પટકારો જ્યારે પીતાને કીધો.
તારે હરીજન થયા હુશીઆર.
સુતના વચન સાંભળીને છાતીનાં પડી ગયા સાર
ચાક ઉપરથી જેમ પીડારે,
એમ ચેલૈયે ઉતારૂ એનું શીશ.
અર્પણ કરીને આગળ ઉભા તારે,
જોઇને રહ્યા જુગદીશ.
બેઉ નામી કહે છે બાઇને,
સતી સજોને સોળે શણગાર;
હસતાં ને રમતાં એણે સમો સુધારીને,
રોતાં નહિ લગાર,
કળપેલ દાન અમે લેતા નથીને
એવી બાકુની ભાર ટેવ

ભાવે કરીને ભોજલ બોલ્યાને
તૈયાર આલોને તતખેવ
નવા નવા આભુષણુ પેરીનરે ચેલેયો શુધાયો' તેણી વાર ભાઇ
ભાવે કરીનરે ભોજન નીપાવેને આરાગો નંદના કુમાર ભાઇ
શીસ હતુ તેતો સીંકે ચડાલ્યુને કાયા આણી મારે કામ ભાઇ
સુખે મારાની ભાળી ભકિત તમારીતો મને મેલી આવો મારે ઠામ ભાઇ
ખાડીઆમાં શીશ કચરાવુંને કીધાં કઠણુ વચન ભાઇ,
ઇંદ્ર તાપ તેનો જીરવી ન સકયો ને છોડી ભાગ્યો ઇંદ્રાસન ભાઇ
જમવા ટાણે જોગેશ્વર બોલ્યા સાંભળોને મારી વાત ભાઈ,
વાંઝીયાના અનની વેરતને મારેને સુરતે કેમ સમાન ભાઇ,
સધાવતી કહે છે તુને રમત દેખાડું તું મારી થાજે મહેરબાન.
તું આવ્યો મારૂં સત છોડાવા તો હું જહાલુ તારો કાન ભાઇ,
પાંચ માસતું વરજ છે મારેને વાંઝીયા નથી દીનાનાથ ભાઇ,
સતીએ ઓદર માંડયું ચીરવા તારે હરીએ ઝાલ્યો તેના હાથ ભાઇ
ધન્ય ધન્ય સતી ધરમ તમારોને મેં જોયુ મરજીવાનુ મન ભાઇ,
પુત્રને વેચી મારૂ સન્માન કીધુ એમ મુખથી બોલ્યા વચન ભાઇ.
માગ માગ સતી માગ્ય આપુ એમ કેછે કરૂણાનિધાન ભાઈ.
આવી કસોટી ( મા દેજો કેઇને શ્વામી એ માગુ વરદાન ભાઇ
પરિક્ષણ પોતે પ્રગટ જુવેને દીન પાચમે પાર આંઇ;
ચેલૈયાને સજીવન કીધોને તારે વરત્યો જેજેકાર ભાઇ,
ચેલૈયા આખ્યાન જે સાંભળે તેનો વઇકુંઠ હોજો વાસ ભાઇ;
ગુરૂ પ્રતાપરે ભોજલ બોલ્યા તો ધન્ય ધન્ય મારા નાથ ભાઇ.

સમાપ્ત.

## ચેલૈયાનું હાલરડું.

---

હેરી તારે હાલરડે હળતાળ બાળાચેલૈયા જીવો ભાઇ,
ચેલૈયા ખમા ખમા; ( ટેક )
હેરી મરા નોધારાના અધાર,
બાળા ચેલૈયા જીવો ભાઇ. ચેલઇયા૦
હેરી મારે કણ ખુટયોરે કોઠાર.
બાળા ચેલઇયા જીવો ભાઇ. ચેલઇયા૦
એજી મારે હાલરડે હાતાળ કુંવર ચેલઇયો ખમાખમાભાઇ
એજી તારા મેતાજી જુવે તારી વાટ,
કુંવર ચેલઇયો ખમા ખમા ભાઇ. ચેલઇયા૦

## ખંડ ત્રીજો

### સાખી

અમે જાણ્યું ચેલઇયાને પરણાવશું,
જાડી જોડશું જાન,
પણ ઓચીંતા મરણ આવીઆં,
સ્વર્ગથી ઉતર્યાં વઇમાન. કુંવર.
લીધી હોજો લીમડી;
એની શીતળ હોજો છાંય કુંવર.
બંધવ રહેજો બોલાણા,
તોય પોતાની બાંય. કુંવર.

## સાખી

કુવા ઢાંકણુ પાવઠું, જગની ઢાંકણુ જાર;
બાપનું ઢાં બેટડો, એમ ઘરનું ઢાંકણુ નાર. ચેલઇયા,
ફૂળ વિના ઝુરે પીપળી એમ બંધન વિનાની ઝુરે બેન;
પણુ પુત્ર વિના ઝુરે માવડી
એજી તારા પીંગળે પડીએલ ખોટ બાળ ચેલઈયા,
હે ઘર નમ્યું તો ભલે નમ્યું વળી તું ક્યાં નમ્યો વરનો મોભ
જેના ઘરમાંથી કંઘોતર ઉડયા,
તેને જનમો જનમનો શોગ. ચેલઇયા.
હે મેલામાં મેલો દુબળો, તેથી મેલો લોભ;
તેથી મેલો સગાળશા વાણીયો;
એતો મુવે ન પામ્યો મોક્ષ ચેલઈયા
હાથે પોંચી હેમની વળી ગળે એકાવળ હાર,
આંગણે નહિ દીકરો,
ભાઇ મરે ભવ હારીએ બેની મરે દસ જાય
બાળપણુમાં જેના માવતર મરે,
તેને ચોદસના વા વાય કુંવર
ચેલઇયાને સજીવન કીધો, લાગ્યો પ્રભુને પાય,
ભોજલના સ્વામીને ભેટતાં પંદના પ્રાચીત જાય

## ગોપીચંદનું ભજન.

ખં. ૧.

હરી ગુરૂ સંતને સમરીએ ને ચોથા ગણુપતી દેવા;
જેને સમરે સુખ પામીએ ને વૃદ્ધ તણા ઉપદવા,

ઓતરા ખડના રાજીયા ને ગોડ બંગાળા ગામ;
તલકચંદ રાજા રાજ કરે ને ઘેર પત્તિવરતા નાર.
સામે ગામથી ચોર આવ્યાને આવ્યા તે વન મેઝાર,
વનમાં વસે એક જોગીઓને પ્રાક્રમા કરી લાગ્યા પાયજી.
ચારે ચોર બોલીયાને બંગાળા માંઇ;
સુખે ચોરી કરી આપીએ તો દેશું બાવાને ચોથાઇ.
ત્યાંથી ચોર ચાલાયાંને આવ્યા બંગાળા પાસ,
મશાણની રાખ લઈને ગયા શહેર મોજાર;
તીજોરીમાં ખાતર દીધાં ગાંઠડી બાંધી ચાર;
કુંચી કમાડની ખોલતાં ભાળ્યો મેણાવંતીનો હાર,
ચારે મન વિચાર્યુંને સાંભળો ભાઇ એક વાત,
હાર નાંખશું બાવાની ડોકમાં પાડશું ચોથ ભાગ.
પ્રભા થયુંને ભોર ભયો ચોપદાર જાગ્યા તેની વાર.
આપડી તીજોરીમાં ખાતર દાધાં, ધન ચોરાણું અપરંપાર;
મોલમાં જાગી મેણાવંતા ન ભાળ્યો રત્ન હાર;
ત્યાંથી દાસી દોડી આવી રાજા આગળ ફરીયાદ.

---

## ખંડ ૨.

કોપ કરી રાજા બોલીયો જાવ ચોપદાર આણી વાર,
ચોર લાવો સજ કરીને ગોતી લાવો હારને માલ;
ત્યાંથી સીપાઇ ચાલીયાને આવ્યા વનખંડી મોજાર,
હાર ભાળ્યો બાવાની ડોકમાં સરવે થયા હુંશીયાર.

હાર સાડીકા ચાલીયોને આવ્યો રાજાની પાસ
રાતની કુરે બાવો ચોરીયોને દીવસનો માગે છે લોટ
ક્રોધ કરી રાજા બોલીયોને જાવ સાડીકા ન્યાય,
એ બાવાને મારી કરીને વેલા આવો ક્યાંય.
ત્યાંથી સાડીકા ચાલીઓને આવ્યો ચોપદાર પાસ;
રાજાએ હુકમ આપીઓ બાવાને મારો ઠાર;
તરવાર બંદુકથી બાવો ન મરે શું કરશુ તેનો ઉપાય.
રાજા કને આપણે જઈને એનો કરીએ ઉપાય.
ત્યાંથી બાવાને લઇને ચાલ્યા આવ્યા વન મોઝાર,
તોપને ગોળે બાવાને મારોને શું કરોછો વિચાર.
ત્યારે રાજા બોલીયોરે સાંભળો ભાઇ વાત;
એ બાવાને નાંખો વાવમાં ઉપર પુરો પથ્થરનો લાદો;
ત્યારે બાવાની ગાંસડી બાંધી નાંખ્યો વાવ મોઝાર
ત્યારે જોગીરાજ જાગીયા સાંભળને કહું વાત,
અમારા ભજન ચુકવીયાં સમાધી ખોલાવી આવાર.
એક માસમાં મૃત્યુ તારૂ થશે લાગ્યા જોગીના શરાપ.
હાથ જોડીને રાજા બોલીયાને સાંભળો જોગી મારાજ
તમે કીધુ તે કબુલ છે પણ રાજ નીરવંશ જાય.
ત્યારે જોગીને દયા આવીને સાંભળ રાજા વાત
એક પુત્ર તારે થશે ગોપીચંદ એનુ નામ.
નથી સુણ્યો નથી સાંભરીયો નહી કેવી એને ચાય
ગુરૂ પ્રતાપે ભોજલ બોલ્યાને પડ બીજો પુરો થાય.

---

# ખંડ ૩ જો.

ઉંચા મંદીર માળીયાંને નીચા ગોપીચંદ નાથ
હાથ પગ ચોળે એની ઓઉ મોલુમાં જુએ એની માય
રાજા ગોપીચંદ જલમીયા વાગી રૂડી વધાઇ;
જોશી તેડાવ્યા શહેરના રૂડા જોશ જોવરાઇ.
કયા નખેતરમાં રાજા જલમીઆરે કેટલા કરશે રાજ
સાચે મોતીએ વધાવીયાં બોલો પંડીત રાય
ઘોડ બંગાળાના રાજીયા ગોપીચંદ એવું નામ;
માતાજી મનમાં હરખીયાંને ઘણાં દીધાં છે દાન,
ધન માલ મુક્તાફળ આપ્યા સાધુ બ્રાહ્મણ અનુસાર
બાર વરસે રાજા પરણીયાને પરણ્યા છે પીંગલા નાર
બીજી નારિ ત્રણસે સાઠ પરણ્યા રૂડાં ચલાવે રાજ
ત્યાં માતાજી બોલીયાં સાંભળ ગોપીચંદ રાજ.
તારે દેયુ તારા બાપ જેવી, મરણે પરજલ થાય.
એક સમે નાવા બેઠા નીરખ્યું રાજાનુ મન
ત્યારે માતા મનમાં વિચાર કર્યો રોવા લાગ્યા તેણીવાર
નહી વાદળ નહી વીજળી ટંકા પડયા અમને નિર;
આપણા શહેરમાં નહી કોઇ દેયુ માતા,
    કેમ રોય મોરી માય,
ગોપીચં રાજા એમ બોલ્યા કેમ કરેછે ઉતપાત;
ત્યારે મેણાવતી બોલીયાને સાંભળ રાજકુંવર વાત;
એવા બતાવે જોગ તુને અમર રાખે તુજ કાય;
અડધના લાખ્ય તું પુતળા જા જોગીની પાસ.

આપણી ઘોડારામાં ભોંયરૂં તાં નવસે નાથુને નાથ;
તાંથી ગોપીચંદ ચાલીયા આવ્યા ગુરૂની પાસ.
પેલુ પુતળુ મેલીયુંને ગુરૂને કર્યો નમસ્કાર.
પહેલુ પુતળુ ઉડી ગયુંને બીજુ કર્યુ તૈયાર
બીજાને જલાયું ને ત્રીજુ મેલ્યુ તેણીવાર
ત્રીજાને જલાયુને ચોથુ ગોપીચંદ રાય,
શું થાશે માતા તાહરૂ આવ્યા બતાવું ઉપદેશ.
તારે ગોપીચંદ બોલ્યા હવે ફુટ્યા મારા જ્ઞાન
તારે જુના જોગી બોલીયા,
ગોપીચંદને ધીરજ આવી જાલંધર બાવાને લાગ્યા પાય;
ગરૂ ગરૂ મારા દેવજી અમને આલાને ઉપદેશ;
બાર એડાનો ભાલીયો ગોપીચંદ પણી જાય
નાની એટલી મારી બેનડી મોટી એટલી મારી માય.
ઘડો ચડાવો એની અમને
ઘડુલીયો લાવતાં મા લાગી વાર
ત્યાંથી ગોપીચંદ ચાલી આવ્યા ગરૂની પાસ,
આવા જલ નુગરા ક્યાંથી લાવ્યો બહુના અડયા હાથ.
એમ કરી ગુરૂજીએ ઉઠયા ઘોકા માર્યા બે ચાર.
નથી ગાયો નથી સાંભર્યો નથી કવિયે જોડાય.
ગુરૂ પ્રતાપે ભોજલ બોલીયા તીજો પુરો થાય.

## ખંડ ૪ થો.

ક્યા મુલકનો તું રાજીયો ક્યાં તમારાં ગામ;
કોણુ રાજાના બેટડા ને શું છે તારૂ નામ,

ઉતર ખડનો રાજીઓ ગોડ બંગાળા મારૂ ગામ
તલકચંદ રાજાનો બેટડોને ગોપીચંદ મારૂ નામ
વસ્ત્ર ઉતારી અલગ મેલ્યાં આ બંધાવ્યા એની પાસ
ઝોલી ઝંડા પવન પાવડી અલેક અલેક કરતા જાય;
હાટે હડતાલ તો પાડી ને ચોરા પડે પોકાર
ગોડ બંગાળાનો રાજીઓ જોગી થયા તતકાળ
રાણી રૂવે રંગ મોલમાં દાસી રૂવે દરબાર
સેજ પલંગ રાજ છોડી જોગ પહેર્યા શાને કાજ
આવી અલેક જગાવીયા માતા મીણાવતીના મહેલ.
ભીક્ષા દેને મારી માવડી ગુરૂજી જો ત્યાં લાગે વાર
દેશે જાજે પરદેશે જાજે નહી બેનીને મેલ
માતા રૂવે રૂદન કરે ને ભલો ભજાવ્યો ભેખ
તાથી ગેપીચંદ ચાલીયા આવ્યા પીંગળાના મહેલ
ભીક્ષા આલોને મારી માવડી ગરૂજી જોતા લાગે વાર
ગાંડો થયો રાજા મફર ખાધી ગાંડો બંગાળાનો રાજીઓ.
મારા કારણ કોક કારણ કીધાં કારણ બાણીયાર
આજે નથી પાયો માતા મફર નથી ખાધી
ગાંડો નથી બંગાળાનો રાજ,
ભીક્ષા લઇ રાજા ચાલીયા ગયા ગુરૂજીને પાસ
પરાક્રમ કરી પાયે લાગવા ગુરૂએ દીધો ઉપદેશ
તાથી ગુરૂ ચેલા ચાલીયા આવ્યા કાશી મોઝાર
ગંગા નાયા ગોમતી નાયા નિરમળ નીર
તીરથ કરીને આવીયાને ગયા બેનીને દેરે,
સારી રીતે ગુરૂજીને પુજ્યા ગોપીચન્દને ઉતરાવ્યા ભેખ

ત્યાંથી અસ્વારી મોકલી આવ્યા બંગાળા મોઝાર
બાર વરસ રાજા રાજ કરયાંને જનમના જાગી
ગાય શીખે સુણે સાંભળે વઈકુંઠમાં હોજો વાસ
ગુરૂને પ્રતાપે ભોજલરામ બોલીયા ખંડ પુરો થાય

---

## પદ પ્રભાત.

પ્રાણપાત પરમેશ્વર મ્હારા સુણીએ અરજી અમારિરે—ટેક.
અધમ ઉધારણ પતિત પાવન દેવ કહે વિસ્તારિરે
ઝુંડ થકી ગજરાજ ઉગારયો તારી ગુણુકા નારીરે —પ્રાણ.
પંચાળીનાં પટકુળ પુરયાં મહેર મોરારીરે,
પ્રહલા માથે સ્થંભે પ્રગટયા અરભક લીધો તારીરે—પ્રાણ.
રંક વંકા સજન કશાઈ ભેટ કરી ભય હારીરે.
તેલ કઢા ટાઢી કરી ત્રિકમ સુધનવાને ઉગરયો — પ્રાણ.
કોટિ ભકતનાં કામ કરો છો દયા દીલ ધારીરે
ગુરૂ ગણુપત ગોવિંદને ગાતાં સેજ તરે સંસારરે —પ્રાણ

## ગણુપત ભજન ૫૧.

( રાગ આવોને જેસલરાય )

કરીયે સત્યનો વિચાર સતિયા હોયે નરને નાર
સત્ય ચાલે છે સંસાર સત્યે મેઘ વરસે ધાર
આવોને આતમ રામ આપણે જ્ઞાન સંભાળીયે
એવી પ્રેમની તો રીત રૂડી પાળીયે હેજી. આવો.
બગલો હંસ જેવો નીરખે નીરૂ જોવા જાય.

જઇને ઉભુરે એજ પાસ ચીતમા માછલા ચાય. આવો.
પીપળ પીળુ તો દેખાય જયારે સોની પાસે જાય
એતો અગ્નીમાં તપાવ તાં તેની કીમત થાય. આવો.
મોતી ભિંધા કેનાય એનુ નીર ઉતરી જાય.
ભાગે કદી ન સંધાય એનુ મૂલ તે શુ થાય. આવો.
હીરો ઝવેરી પાસે જાય જ્યારે ઘરમાં દેખાય
ખમશે ઘાણુ કરે ઘાય તારે મુલ ન વેચાય. આવો.
જ્યારે સભાગ્યે ભાય સાચા સંત ભેગા થાય
સત્યની છાય તે દેખાય તારે ભકત તે કેવાય. આવો.
ગુરૂની ગમ નાના ગાય એનો મુખ કેવાય
એનો મોક્ષ તો નવ થાય જાગશે નરકમાં જાય. આવો.
પ્રેમના પાટ તો મંડાય જ્યસી ધન તો પ્રગટાય
મનની માંડની રખાય દાસ સુંધ દાસ તે કેવાય. આવો.
ગંગા સમુદ્રમાં જાય તારે એક રૂપે થાય,
તેના નર ને નાય તેના મોટા છે મહીમાય. આવો.
આસન પદમ તો બંધાય સોહંગ જાપનો જપાય
તારે સીધ કારજ થાય ત્રિકુટી દાન દેવાય. આવો.
તૃષ્ણા તરત તુટી જાય આતમ રૂપનો ઓળખાય
તોતો જીવનો શીવ થય એનો ગુરૂ ગણપત ગાય. આવો.

## ભજન. ૫૨.

જુના ત્ર્યરન ત્યો જાગ્યા મારા સંતો જુના ધરમ ત્યો જાણી
નદી કીનારે કોઇ નૂર ઉભા તરસ્યા નહી સમાણી હેજી
કાંતા આળસુ અંગ એનુ સરીન ખરે સુકાણી મારા.
કલ્પતરૂ તળે કોઇ જન બેઠા ભુખા ભુખ પીડાણી હેજી

નેહી કલ્પ એ બાવળીયા કે ભાગ્ય રેખ ભગાણી —મારા,
સદગુરૂ શેવે શીસ નવ સુધાર્યો વીમ તી નહી વાણી જી
કાં ગુરૂજી છે જ્ઞાન વીનના કાં પરતી એ પ્રીતી —મારા
ભકિત કરતાં ભય દુખ આવે ધીરજ નવ ઠાણી જી
કાં સમજણ તો રહી છે છેટે નહી ધારણી —મારા
ચીતામણી મળી પણ તે ચીંતા નવ ઓળખાણી હેજી
નહી ચીતાણી ન કાએ પથરો વસ્તુ નવ ઓળખાણી--મારા
મળીયુ ધન તોએ મોજ ન માણી કઈ કરમની કાણી હેજી
કાતો ભાગ્યું બીજનું ભળીયું કાંતો માટી કમાણી--મારા
અમરત મળીયું પણ અમર થયો નહી
પીવાની જુકતી ન જાગી હેજી
કાંતો ધટમાં ગયુ નહી કે પીવામાં આવ્યું પાણી મારા
ધરમને કરમ ભકિત જાણે ભેદ વિના ધુડ ધાણી હેજી
કે ગણપત સમજી લ્યો સતો પુરી પ્રીત સમાણી —મારા

## ભજન. ૫૩.

ફરીયે હિમત ધરો મારા હરીજન ફરીએ હિમત ધરીએ હેજી
જાવું તેતો જરૂર જવાનું વીકસ વરને વરીએ હેજી
શીર સાટે સદગુરૂ મળેતો પાછો પુઠ નવ કરીએ હરી
હરી ભજવામાં હિમત રાખો કુરીજનથી નવ ડરીએ હેજી
મોહ પંથના મારગ મેલી અવર કામ નવ કરીએ હરી
સમરણ કરીએ સોહમ સાનુ વેદ વચન ઉચરીએજી
અ અજંપા જુગતીએ જપીએ ધ્યાન હરીનું ધરીયે
અમરત રસ અખંડ સ્વામીનો ભેદ જાનીને ભરીયેજી

સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે અનુભવને આદરીએ
કાચા કુંભ સરીખી કાયા જાતાં વાર ન જરિયેજી
ગોવીંદના ગુણ લાગ્યા તાં ભવજલ પાર તરિયે
મનુશા જન્મ મલ્યો છે મોઘો ફંદમાંહિ નવ ફરીએજી
નાભી કમળથી ચલીરે શુરના શ્વાસ ઉસાસે સમરિયે હરિ
સાચો સંત સમાગમ કારીયે વાણી વીમલ ઉચારએ હરિ
કે ગણપત સદગુરૂને સેવા પંથ બીજા પરહરિયે હરિ

## ભજન ૫૪.

અગંધ પંથ નિરવાણી મારા સંતો અગમ પંથ નીરવાણીહે
એથકી અનેક બન્યા ભાઇ સહુ પંખી પશુને પ્રાણીહેજી
કમર સારખે યોમ કહાવ્યા વેદ ધરમ પરમાણી મારા.
પતીવ્રતા જેમ પતી તજીને પરમ પુરૂષ લે જાણી હે
જાર ધરમ ભવનો જાશે પડે ચોરાશી ખાંણી. મારા.
એક ગુરૂએ એકજ ઇશ્વર એક નામ નિશાની હેજી
એક ટેકને એકજધ્યાને સત ભકિત શમરાણી મારા.
પેળપરાની પારપ્રભુનો વીરલે વાતો જાણિ હેજી
અજર અમર રસ કોઇ જન જીરવે મરજીવા લે માણી મારા.
સદગુરુ નીરગમથી તો ન્યારો ગણાતીત ગણુ ખાણીજી
જે વસ્તુ જેનાથી ઉપજે તો તેમાં સમાણી મારા.
કોટી કલપીથ જનમ મરણુ છે ઉર ભકિત નવ આણી હેજી
ગુરૂ ગમ વિના ગોથાં ખાધાં મુવો મતને તાણી
જગ હળ જ્યોત નીરંતર જાગે સુરતા તાં ઠરાણિજી
મૂળ ધાથિ ખજરવમાં પીગે ચકીમ પ્રાણિ. મારા.

અકળ સકળ ઘટ વ્યાપક સંતો, પરખો પુરૂષ પુરાણી હેજી
કહે ગણપત સદગુરૂની સેવા અખંડ ઉરમાં આણી. મારા.

## ભજન ૫૫.

નમીયા સો નર ભારી, મારા સંતો નમીયા સો નર ભારી
પાંડવ સત ધર્મને પાળે, કૌરવ થયા દુખકારી હેજી.
દગો કરીને દ્રુત રમાડયાં હરામી બેઠા હારી મારા.
હરીચંદ્ર હેરાન થયા પણ, ધીરજ ઉરમાં ધારી હેજી,
સતીયાયે તો નવ મેલ્યુ મળીયા દેવ મોરારી
જનક વિદેહી જુગમાં, દેખ્યો, વેરાગને જાઉ વારી હેજી
એક હાથ તરીયાં તન ઉપર બીજે અંગની ઝારી. મારા.
બળીરાય સરખો કોઇ બળીયો, બળને જઉ બળહારી હેજી
તન મન ધન અર્પણ કરી દીધું, સત રાખ્યું સંભારી. મારા.
અમરીષ ભકિત અતી આદરી. દાસી દાસ નરનારી હેજી.
શીરને માટે સેવા કીધી, ભેટયાં ત્યાં ભય હારી. મારા.
મુરધ્વજરાય મહા સતવાદી, દયા દિલ ઉતારીહેજી.
તન તરીપાયે મુસ્તક વેહેરયું, પરખે પંર ઉપરી મારા.
રતિ દેવની રિતય રૂપાળી, મનરે નાંખીયું મારિરે હેજી
ઉપોશણ અડતાળીશ દિનનાં, તોયે ટેક ન વીસારી મારા.
લઘુતાઇ છે સૌથી મોહોટી, જુઓ વેદ વીચારી હેજી,
ગુરૂ ગણપત ગોવિંદને ગાવા, પ્રગટ કહુ પોકારીરે. મારા.

## ભજન ૫૬.

મરજીવા રસ માણે મારા સંતો, મરજીવા રસ માણે હેજી.
કઠણ દુધ છે વાઘેણ કેર, પીવા [illegible] માણે હેજી.

નીજ બાળક વીણુ કોઇ જન ચાહે પ્રાંણુ તજે તે ટાણે
માહાંગીગ જેનામાં, ભુખ્યો રહે ભરે બાણેહેજી.
અમર અજર રસ કેરાં સુખતો નીરભા વાતો જાણે. મારા.
ગુરૂ ગમ વીન ગેબમાં ભાસે, પટકો પારસ પાણેજી;
હરી હરો હરદામાં રાખો, જેને વેદ વખાણે મારા.
જનમ મરણનું દુખ છે જબરૂ, પુર્વનું પુન્ય પ્રમાણે હેજી.
આકુટનું ધરા તે શું સમજે, મુરખા મનને તાણે. મારા.
સીર માટે સદગુણ સેવે, પામે પદ નીરવાણ હેજી.
ગણપત ગુરૂ ગમ જ જન જાણે, આગળજ ઓળખાણુ મારા.

## ભજન ૫૭.

ક્ષમા ખડગ કર ધારો, મારા સંતો ક્ષમા ખડગ કર ધારો ટેક
સંત સમશેર બાનુ બરછી, જ્ઞાન ઘોડો સગરો હેજી;
લક્ષ લગામને પ્રેમ પલાણો ચીતનો ચાબખ મારો મારા.
ધીરની ઢાલ ભજનનો ભારો, સતનો બકતર સારે. હેજી,
કાયા નગરમાં મન મેવાસી, વેગથી વીડારો, મારા.
કામ ક્રોધને મોહ મમતાએ, વેરી તમારા વારોહોજી,
જો જીત્યા તે જય જય પામો, હારો તો નરક સુધારો મારા.
વીચારમા આયુષ વહી જાશે; એનો શો ઉધારોજી.
જુગ જેવી એક પળ જાય છે, ગુરૂનું જ્ઞાન વીચારો, મારા.
આ ભવમાં આતમ આગ્યો એને તો ઉગારો હોજી;
ગણપત કે ગોવીંદ ભજો તો આવે દુખનો આરો. મારા.

## ભજન. ૫૮.

દીવસ થોડાને જાવું દુરરે પંથીડા પ્રાણી
દીવસ થોડાને જાવું દુર ...

સંતો ભાઇરે ઉડયા ઉતાવળાને ભુલારે પડીયાતો;
થયું છે અતી અસુરરે. પંથીડા.
સંતો ભાઇરે પરવતામા આવીરે ચોગ્ગો તો,
કાળ કડણુ વેહેરી ફરરે પંથીડા.
સંતો ભાઇરે કોટી જનમ થકી બીજડાં પોવ્યાં વા,
ઉઠ્યાં નહી અંકુરરે; પંથીડા.
સંતો ભાઇરે આરે સંસાર છે સુપનાની બાજીતો,
જુઠો જાણો જરૂરરે, પંથીડા.
સંતો ભાઇરે કોટી જન્મ થકી કષ્ટ પડે છે તો,
ભાવ ભર્યાં ભરપુરરે. પંથીડા.
સંતો ભાઇરે અતી વીકટ છે મારગ આડ.તો'
લુટાયા કહી શુરરે. પંથીડા.
સંતો ભાઇરે ગણુપત તમે ગોવીંદ ભજીલોને,
નરહરિ રાખે નુરરે- પંથીડા.

## ભજન. ૫૯.

સમરી લે સરજનહારરે, પંથીડા પ્રાણી,
સમરી લે સરજનહારરેજી; પંથીડા.
સંતો ભાઇરે નાભી કમળથી સુરતાને સાથી તો;
ગગન મંડળ મોઝારરે પંથીડા.
સંતો ભાઇરે સુનય શિખ.માં ભમર ગફા છે તો,
ત્યાં રહેવાનું ઘરબારરે. પંથીડા.
સંતો ભાઇરે ત્રિકુટિ કમળ.માં જોતિરે જળકે તો;
તે શું મેળવ્યા એક તારરે. પંથીડા.
સંતો ભાઇરે શ્વાસ શ્વાસે સમરણ કરી લે તો,

મળશે તે જમનો મારરે;
સંતો ભાઇરે જનમા પેલું જેને પય જમાવ્યું તો,
માતાના તનમોઝારરે. પંથીડા.
સંતો ભાઇરે કરતાયે કાયા કેરી બનાવી તો;
એનો ભુલ્યો ઉપગારરે. પંથીડા.
સંતો ભાઇરે ગણુપત કે ગુરૂ દેવ મળે તો
સેજ તરો સંસારરે. પંથીડા.

## ભજન. ૬૦.

અખંડ અનાદીરે અનુભવી જે હશેરેજી
કરશે તે તો ભકિત કેરૂ કાજ સતગુરૂ સેવો સંત નેરેજી,
મહેલી જેને લોકડીયાની લાજ અખંડ.
સદગુરૂ શબ્દરે કામજ સોધીયુંજી;
પ્રગટયો જેને પુરણ બ્રહ્માનંદ, મન જેનું માન્યુંરે
સદા સતસંગમાંરેજી, પડે નહિ પાછો કદી ભયફંદ અખંડ.
પ્રેમ તણો પ્યાલોરે, પીધો જેને પ્રિતથીરેજી,
રાખી જેને રૂદીયામાં રૂડી રિત સિરને તો સાટેરે;
સેવે સા સંતનેરે, હોય કાં પુર્ન જનમની પ્રિત. અખંડ.
ભકિતને તો ભાવરે ભુદર ભેટીયા,
ભાંગી જેના મનડા કેરી ભ્રાંત ગુરૂને પ્રતાપેરે ગણુપત ગાય છે
રાખો કોઈ આપ ચરણુમાં વાસ. અખંડ

## ભજન. ૬૧.

અનુભવી આવારે આપણા દેશમારેજી.
ભાવ થકી ભજીએ શ્રી ભગવાન દેશની તો વાતોરે,

દલ થકી દાખીએરેજી હરખે તો કરીયે હરી રંગાને એનું
મરજીવાને તોરે ત્યાં મોજો મળેજી
પાવી તો બાધી મારે મારે છે મારા ધર્મ કરમનીરે
ધરી જયાં ધારણી વધતલનો ચરતે છે જેજેકાર એનું
અખંડ ખુમારીરે ચડી રહ્યા અંગમારેજી
રોમે રોમે થઇ રહ્યો રણુકાર જીવ થાય શીતરે;
જુગતીને જાણતારેજી તેજ તણો મચી રહ્યો એકતાર એનું
ચમેતો સામટીરે ભળો સંત સંગમારેજી
ધરો તમે જગતપતીનુ ધ્યાન આદી અંતે મધ્યરે
માની લેજો માનવીરેજી ગુરૂ ગણુપતનું એવું છે જ્ઞાન એનું

## ભજન. ૬૨.

ભક્તિ તો ભાવ વીના નહી આવેરે ગુરૂ ગમ કયુ પાવેરે ટેક
પ્રથમ હરી ગરૂસંત ન સેવ્યા મરને અનેક વાતુ બનાવે
ગુરૂ ગુલા જ્ઞાન શબ્દ સુધી નાવે મરને પેમનગન થઇ ગાવે
અલેલ પુરૂષના સ્વન્પામાં ના આવે મરને પાટે જોતુ જગાવે
મનના મેલાને અંતરના બીના છતે પીર આપને પુજાવે ભગ
મનન મલા ને આદત ફેલા એને સદગુરૂ શું સમજાવે
મેલી મરજાદા ચાલે ઉભેલા છતો બીતુમા ભટકાવેરે ભગતી
કુગવાંની સંઘાથે કબુધી આવે સાન મંતો ફેરી નાખે.
દાસ હોથી કે જેણે સંતન સેવ્યા છતો નિશ્ચય ચોરાશીમા જાવે

## ભજન. ૬૩.

ભક્તી કેરે મારગરે ફુલા કેરી પાંખડીજી
સુખે તેનો સ્વાદલો

કરણીના હીણારે શુરા થઇને ચાલશેરેજી
અને ક્યારે ખારી મારે રેહ્યાં. ભકતી.
ધરણીના ધીંગારે શુરા નર જે હશેરેજી
અને મરજીવા ખેલે મેદાનરે હાં. ભકતી.
સ્વાદને સખ્યારે ગોપીચંદને ભરથરીરેજી,
જેને વનમાં ઉલટયો વેરાગરે હાં. ભકતી.
ગુરૂને પ્રતાપે જેઠીરામ બોલ્યારેજી,
હેજે સંતોના ચરણુમાં વાશરે હાં. ભકતી.

---

## ભજન. ૬૪.

આ કળજુગમાં કોઇ નર ઉગર્યાં ભકતી સર્વથી છે ન્યારી
અસ્થીરકુંમનને સ્થીર કરી સ્થાપા ભલયા નર થાશે ખુવારિ
પરનારી શું પ્રીત કરને થાય નરકના અધીકારી આ કળજુગ
પતીવ્રતાને પાય લાગતાં હશે કો નરને નારી
સતી હશે તે સનમુખે લહેશે અનેક જન દીધા વારી આ.
આપને ગોતો અમર રહેશો ભોગી નહીં બાધે ભાસી
અંતકાળ તો એકલું જાવું તેમાં કોઇની નહીંકારી આ કળજુગ
સાચે મને સતગુરૂને સેવો દીલડાની દુગ્ધા ટાળી
જેઠીરામ ચરણે દાસ દેવીયો સમજી લેજો નરનારિ આ.

## ભજન, ૬૫.

પંડીત પુરાણીરે કુવાની તમે ક્યાં જાવો,
ભણીને શું ભાળ્યુંરે અજ્ઞાની અથડી મુવો;

પોથી વાંચી પરને દેખાડે કરે ઉદરતો ઉપાય
કહેણી કહે નેરહેણી ન રાખે તેણુ અથર શો ઉપાય
સામા શું દોડો છોરે પુંઠ તમે ધારી જુઓ પંડીત
ગુરૂ થઇ જ્ઞાન બતાવે ફોગટ ફુંકાવે કાન
શીશ પાસે સેવા કરાવે તોય ન આવે શાંન
પ્રેમ પુરૂષ જાણીનેરે કાયર જેમ લાગે જુવો
ટોપી પહેરીને તીલક કરાયારે ભેરખાં રાખે બેજોડ
ધોતિ ધુવે ને પોતે પખાળે ખોટો થઇ ખોડ
માયાના અંધારેરે અલ્યા તું તો અથડીને મુવો પંડીત
તિલક તાલ ગાખંડ કરે છે આતમ ચીન્યા વિના
મોતી પ્રતાપ નારણ કહે છે પાખંડ કરે [illegible]
બ્રહ્મ નવ જાણ્યુંરે જ્ઞાની આપ શોધી જુઓ પંડીત

## ભજન. ૬૬.

વારૂ મારા વીરારે ન કરીએ સંગ નીચતોરેજી ટેક
નિચપણુ નક્કી નરકમાં લઇ જાય વારૂ મારા૦
આકડીઆના દુધ અતી ઉજળાંજી
તેને પાધે મ્રત્યુ થાય વારૂ મારા૦
દુધડીયાં મંગાવોરે ગવરી ગાયનારેજી
સાકર ભેળે સ્વાદ અતિ ઘણો થાય વારૂ મારા૦
બાવળીયો કંટારોરે અતી અતિ અળખામણોરેજી
તેને સંગ અંગને વસ્ત્ર ઉજરડાય વીરે મારા૦
આંબલીઆની છાયારે અતિ રળીયામણીજી
તેને સેવ ફળથી પ્રાપ્તી થાય વારૂ મારા૦

ગુરૂને પ્રતાપેરે જેઠીરામ બોલીયા
હેજો અમને સંત ચરણુમાં વાસ વારૂ મારા.

## ભજન. ૬૭.

રહોને પદનાં પલ ઘડી તેમો રહો આજની રાતડીયાં
મારા દીલની ગુજ વિનંતી કરી લ્યો હંસા વાનડીયાં ટેક
કમર બાંધીને ચાલ્યો હંસો કાયા નગરી તરછોડી
મૃત્યુ લોકમાં હુંતો સંગાથી આવ્યા આપણુ દોઉ જોડી ટેક
આ કાયાને લાડ લડાયાં બહુ જતન કરી જાળવીયાં
તમે ભાર ભરી હાલ્યા પ્રાણીયા અમને કોને અરપીયાં રહો
કાયા સુંદરી રૂયે રૂદન કરી અમે અબળાં તરવરિયાં
વાલે અમને મેલ્યા વનમાં ગયો આતમ રડવડીયાં રહો
સગુ કુટુંબ તને લુટવા લાગ્યું સોળ મેવામાં સજ કરી
તમે રાણીઓ ચાલા પ્રાણીયા મસાણુ ભોમીપર જળીયા
આધાર ઉપાધી છોડો પ્રાણીયા ઉજડ કરોહો ગામડીયાં
દાસ જેરામ રામને ચરણે ગાય ચરણે પડીયા રહોને.

## ભજન. ૬૮.

મનસા માલણીજીરે ગોરખ જાગતા નર સેવીએ
જાગતા નર સેવીએ તુને મળે નીરંજનદેવ—
પથ્થર પુજે હરી મલે તો મેં પુજુ ગીરીરાય
આ પહાડકી ચરી બનતહે પીસ પીસ જગ ખાય મનસા
રે માલણી લાવી ફુલડારે એવો કળીએ કળીએ જીવ
તોડી ફુલ દેવનકું ચડતરે દેવ જપો તે શીવ -- મનસા
માલણુ લાવી ફુલડારિ ધર્યાં દેવની પાસ

એ દેવનમેં સાચ હોય તો કેમ ન આવે પાસ. મનસા.
ટંકણ દઇ પથર ઘડયો ઘડયો છાતીપર પાય,
આ દેવમાં જો સાચ હોય તો ઘડનારાને પાય મનસા.
એ પથરાના દેવને દીજે જલમાં ડાલ,
આપે બુડે તે કોને તારે કોણ કરે સંભાળ — મનસા.
પુજારીના ઓશીઆલા ઠાકર ઠામે ઠામ-
અધીઆન મંદીરના ઠાકર કહેવાના ભગવાન — મનસા.
સેત સુંવાળી રાંધીને દેવની પાસ.
જનમારો તો જાતી ગયે ને દેવને નાવી વાસ — મનસા.
એક ભુલ્યો બીજો ભુલ્યો ભુલ્યો સબ સંસાર,
એક ન ભુલ્યો જોગી ગોરખો કરી ભજન ઓધાર — મનસા .

## ભજન. ૬૯.

ઉંડો કુવો સંતો જળ વીના નિત્ય ભરે પાંણીઆરી.
અસત જુઠું નવ બોલીએ જાત્રા જુવેને વાચ.રીર—ઉંડો.
હેઠે કુભાર ઉપર ચાકડો તે મે ફરતાં દીઠો.
કીડી કેર નેત્રમાં હસ્તી જોતાં મેં દીઠો — ઉંડો.
નદી કેરાં નીર ઉલટયાં જઈ પરવત ચડીઆં
વરણે પાસો બાંધીયો માંહી પાડાં — ઉંડો
હેઠે ભમર ઉપર કમળ છે માળી છાબમાં દીઠો
તેનો પ્રખસ વાયરો ચૌદ લોકમાં મીઠો—ઉંડો.
હેઠે ગાગર ઉપર પનીઆરી તે મેં ભરતાંરે દીઠી.
ગોરખ બોલ્યા વીનતી વાણી છે બહુ મીઠી — ઉંડો.

## ભજન. ૭૦.

એરણુ અજબ બનાયા મેરા સતગુરૂ.
એરણુ અજબ બનાયા; આગ મીલાકર એરણુ થાપી
ઘડીઆ તાર મીલાયારેજી, ઉલટા પવન ચલયા મેરાસત.
કુન્દમ હથોડા સુરતા નીસરણી, શી અકલઅકલ મલાયા.
કનુધી કોટે કેરાળકર્ડા જલાએહે આતમકુ ખુબ તાયા મેરાસત.
સત કેરા સાયબ પ્રેમરસ પાયા; તે માહી તલપ બુઝાયા;
મમતા મારી ભલા વશ કીર્યા; આતમકુ મુખ આયા મેરાસત.
નાભી કમળપર નાવ ચલતહે, તીકોટી ધ્યાન લગાયા.
મચ્છંદર પ્રતાપે ગોરખ બોલ્યો, અમર આરા ઘરાય મેરાસત.

## ભજન. ૭૧.

ચાંચ પાંખ નહિ કાયા, એક પંખી નજરે નહિ આયા.
અજબ શહેરથી હંસા આયા મોતીડા શું લાવ્યા
છઠે માસ ગુરૂ જ્ઞાન બતાવ્યા તમ ગુરૂ અને હમચેલા—ચાંચ
વીના પાળ એક સરોવર ભરીયાં નીર નજરે નહી આયા
ગુરૂ તમારા બોત રંગીલા ત્યાં બેસ કદ નાયા—ચાંચ
મુળ એક તારે વરખડીઆ ડાળ પત્ર નહી છાયા,
ગુરૂ હમારા બોત જ્ઞાની ત્યાં બેઠકર ફળ ખાયા—ચાંચ
એક ગુરૂને પાંચ ચેલા પચીસ જોગણી લાયા,
એદ્ર અચંબા એસા હુવા બેટી બાપકુ જાયા—ચાંચ
વીના સુંઢ હસ્તી દેખા પાઉ નજર નહી આયા;
મચ્છંદર પ્રતાપે ગુરૂ ગોરખ બોલ્યા.
એ પંખી નજરે ન આયા——ચાંચ.

## ભજન. ૭૨.

સોહી માણેક મોરી નજર મેં આયાજી
જ્યારે દેખુ દાતા મેરે રામ.
જ્યારે દેખુ દાતા મેરે લામ, સોહી.
ગવરીનો પુત્ર ગણેશ મનાવોરે,
હેતે હાલ હુલાવો રામ સોહી.
બાવન બજારને ચોરાસી ચૌટાં,
મારા સતગુરૂ રમીઆં રામ, સોહી.
તલભર તાળા રજભર કુંચી,
મારા સંત ગુરૂએ ખેલ બતાર્યા રામ. સોહી.
સંસાર સાગર મહા જળ ભરીએ;
તારૂડે તાર મીલાયા રામ. સોહી.
આરે દેવલ છોડી કરીને,
દુજા મહેલ બનાયા રામ. સોહી.
મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા.
ખોજા નર સો પાયા રામ. સોહી.

## ભજન. ૭૩.

ડાપણુ તારૂં જાણ્યુંરે, ડાહ્યા ડાહ્યા તું થામાં ( ટેક )
જ્ઞાન સુધારસ મુકી આખર માયા વિસ્ટા ચીહમાં
રંગ રાગથી રિઝે ઘડીમાં ઘડી વૈરાગે ઝુઝે;
તાણા તાણાથી પાપી ચેતન,
રખવાળો તું થામાં
ચેતન જાણે ચડે ગગનમાં, મન પકડી પછે છે.

ધીરે ધીરે સાધન સાધના આપો લડુ ખામાં. ડાપણ.
તવીન બાપડા નાથ ચરણ ધર, આડો અવળો જામા,
દીન બંધુમાં રાખ્ય ભરોસો,
ખાલી ખાસડા ખામાં. ડાપણ.
મનજી મિત્ર થઈ મારૂં રાખ્યને બાપ પગે પડી વીનવું,
છોડય નાડયને હવે અનાડી,
પાનક પ્યારો પગમાં, ડાપણ.
ધાન્ય ધરીને જન રમણી ભજ્ઞા ભગાએ મુકીરે;
તારી ગતી તું લે સુધારી, જીવ બીજા ગ્રામા ડાપણ.
અલખ નીરંજન સીદ ઘન સંગીચેનન આતમારામીરે,
પાપે ડુબી ગંગાં મુકી વૈતરણીમાં નહામાં. ડાપણ.

---

## ભજન. ૭૪.

અવીચળ કોઇ નહીરે મનતુ નકર કેની આસ (ટેક)
સ્વપનવત સંસાર દીસે, સમજ પદ અવીનાસ અવીચર
આપ મુળને સ્થુલ સુક્ષ્મ, વેરાટ ચોદ લોક,
બ્રહ્માંડ દીશે વણુસનું માંડણી માંડી તે ફોક અવીચળ
કલ્પનાએ કહીએરે વાણીએ કહીએ જેહ
કાલ કર્તવ્ય જેટલું, ભાઇ અંતે નાશે તેહ અવીચળ.
સનીપાત શરીરનો સમયે ન પ્રગટ થાય,
જ્ઞાન કેરા ભુપતીને ઘર નજી વન જાય અવીચળ.
ચાર વર્ણને ચાર આશ્રમ આરયા છે સાર,
તેને અધીકારે ઉપદેશ દેવે સહુનો એ વીચાર. અવીચળ.

વરાગે અંજન ગરે અને ત્યારે ઉઘડે અંશ;
પહળ ગથગાં પરાં થાએ શાસ્ત્ર પુરે શાખ  અવીચળ.
અવિદ્યાને ઓળખી વડે કરે નાશ
પછી વિદ્યા મુકી મધ્યે ઉપજે સનવાસ.  અવીચળ.
દ્વૈત સઘળું ટાળતાં આ દવેત થઇ રહે ત્યાંય
મહા મંત્ર ખરા પુરૂષનો હતથી અહલાય.  અવીચળ,
થાતાં તે થાઓરે નહિરે જાતાં ઝટ નહી જોય,
પિંડ પરમાત્મા તે જેમના તેમ સદાય  અવીચળ.
દેહ ભાવે ન દેખીએરે આતમ ભાવે નીત્ય,
એળે સમજાણુ ગુરૂગોરે અનુભવની રીત.  અવીચળ.

## ભજન. ૭૫.

તારા મનમાં જાણે છે જે મરવું નથી જો,
જેમ પીપળના પાનને ખરવુ નથી જો.  (ટેક.)
અરે જે ઠેકાણે ઓડાડી મંગળ ઘાટડી જો
તેજ ઠેકાણે બંધાશે તારી ઠાઠડી જો  તારા.
જે ઠેકાણે વાજીંત્ર તારાં વાગીઆં જો
તેજ ઠેકાણે લેવાશે તારાં છાજીઆં જો  તારા.
તારે પ્યારી વિના કેમ ચાલશે જો
ચુડો ભાગીને એ જે ખુણે ઘાલશે જો  તારા.
જે ઠેકાણે લખી તારી કંકોતરી જો
તેજ ઠેકાણે લખાશે કાળોતરીઓ જો  તારા.
ફરી રાજના વચન સત જાણજો
હરી ગુણ હરખે શું વખાણજો  તારા.

## ભજન. ૭૬.

હારે તેં તો મનખા જન્મ ગુમાવ્યો.
તેં તો ફોગટ ફેરો ખાગ્યો હે
નલનામ ન જાણ્યુ તે રામનું ટેક.
સુઇ સુઇ સારી રેન ગુમાવી
દિવસ ગુમાયો ખાઇ;
હીરલા સરખો જનમ ગુમાવ્યો.
હીરો કોડી છે બદલ જાય નર.
સુખીયા મરે સુખ ભોગવી
દુખીયા મરે દુખ રોઇ
જનમ સ્નેહી છે નેડો રામનો
તેણે સુખ દુખ સહીઆં શોધ
સુખ દેખી મત રાચીઆ વિપત પડે મત રોય
સંપત વિપત દોનું એક છે
કીરતાર કરે સો હોય
તે તો આથમે ફુલ્યા સો કરમાય
દેહ પડે દાંહડો નમે, લખ્યુ ન મિથ્યા થાય નર.
માતા મન જેમ બાળશું ચીત તણું જળમાંય
ઘડી એક વીલો જો પડે
તો તલપ તલપ જીવ જાય
અનલ પંખીને વે ઘણો ઉડી આકાશે જાય,
દ્રષ્ટી થકી ફળ નીપજે
એને સાર કર્યો નવ જાય નર.

જેસા રંગ પતગંકા તેશા હે સંસાર
રામ નામ રંગ એક છે
રોહીદાસનો પ્રાણુ આધાર. નર.

---

## હરદાસના ભજન ૭૭.

નાદાનસેં ઇનસાન કણુ આપનાં કરમાં
જો દીલકા દગાબાજ સંગ કરનાં તોભી ડરનાં
દીન ચારકા મીજમાન મુકર ચલ જાને. હેદા યાર,
ડરનાં ખુદા કે કોપસે પાઉ દેખે દેખ ધરના. નાદાન
હરભત રેહે જયું આપની ઇતમાં કરાવે કામ
કમરકું તુબા બાંધકે દરિયાકુ તરનાં નાદાન
જીસકાજો સુકન સાર નહી કુંડેશું દગલબાજ
બઇમાનરે નર કૈસે ઇમાનતો નબે કહના. નાદાન.
હરદાસ હુકમ માન બાત સારકા સદાઇ
સાચી લગનમે સાદીઓ સાઇકું શરમમાં નાદાન

---

## ભજન. ૭૮.

ગુજરેગી ઉમર સારી ધંધા મે ધ્યાન તેરા;
બાહરે બતી લગાઇ ભીતર રહ્યો અંધેરા. ગુજરેગી.
સંસાર જાન સપને જેસા હેજી ધનમે કયું ઘેરા
ઉઠ જાગેરે અજાવા તું સુનતા હય કે બેરા ગુજરેગી.
જીજીકે જોટસે ચલતા શિરપે કાલકા હે હેરા
માર ખાયગા મહ જાયગા, પછે બોત ફરેગા ફેરા. ગુજરેગી.

હરદાસ સાફ દીલકે લીયા સત ગુરૂકા સેરા
એક પલમે પાર ઉતારે નામ કયા હય તેરા

## ભજન. ७९.

અપના દીલ સમજા નહિ તો ઓરકું સમરના સો કયા;
જીસકી નજરમેં ઝેર હયે ઉનકે ઘરો જાના સો કયા
ઘર જાય જીનકે માન નહિ ઉનકે ઘરો જાયા સો કયા અપના
જીસ ચીજમેં લીજત નહિ, ઉસ ચીજકા ખાના સો થા,
જીસ રાગમેં મજા નહિ ઉસ ગીતકો ગાના સો કયા અપના.
ભીતર ન ભેજા પ્રેમકા ભકાર ધુનવાઝ સો કયા
દોજત જહામે ડુબતા તો રાખના ઝાનાં સો કયા અમારા
શુને ગુમાઇ સાહેબી અબ જાય પસ્તાના સો કયા
ભુલા નામકો ફીર ભસ્મ કે ચઢાનાં સો કયા આપના
નશીયત ન લગી ઉન જીયકો અંધેકા અથડાના સો કયા
બાફેર ન સુજે શાનકો ફીર ઉનકો બાપલાનાં સો કયા જાપ.
હરદાસ હરદમ સાંઇકો કર યાદ ગભરાનાં સો કયા
વાલે વસીલે હોયતો દુનીયાંસે ડર જાનાં સો કયા અપના

## ગંગદેવદાસ.

## ભજન. ૮૦.

ગુર દુરગા પર વારી ખાવીંદ નીતીની ચડે અસ્વારી
હુકમ કરો તો રહીએ હજુરમાં ગુર દુરગા પર વારીજી —ટેક.

પાંચ તત્વકા બન્યા બંગલા દશમાંહી મેલી બારીજી
અવીનાશી તો આવેને જાગે શરભંગીના યારી. નુર.
છાયાની સાથે સગપણ કીધું તન વીધાણું શરૂ થાણી
ભય સાગરથી તારી લીધાં વાલમ તારે વાલી નુર.
પુરબે તો પીર પોતે પધાર્યાં નંકલંક નેજા ધારી
લીલાને પીળાં નિશાન ફરકે દાદગા ઉપર વારી. નુર.
પ્રીત વિના પ્રમોદીએ જેને ખાંડ લાગે તે ખારી,
હેત વિના હરી હાથ ન આવે હેત તણુ બલિહારી. નુર.
આતમ ચેત્યો આતમા તણો દીલની કુમત્ય ટારી,
ગંગદેવ દાસ માહુરાને ચરણે અલખલીઓ ઉગારી. નુર.

---

## ભજન. ૮૧.

પ્રભુ વાલા પીર પાદશાહ
ધુન ધણી મેં ધાયો. ધુન ધણી મેં ધાયો
એવો અગડ પરચો બાજ્યો,
પ્રભુ વહાલા પીર પાદશાહ ટેક.
આ ન સુજે પથરા પુજે આંખલડીએ અંધારો
અંતર જોતી અળગી દીવડીઆ શું બાળો — પ્રભુ.
ઘોળામાં તો ધુળ લગાડી ખુબ બતાવ્યો ડારો
અડાર વરણુ એક પ્યારી નેનમાં નેન મીલાયો
મેર કરીને મંદીર પધાર્યા હેતે હરિ ગુણ ગાયો — પ્રભુ.

---

## ભજન. ૮૨.

## તુલસીદાસ.

આનંદ કંદ અજોધ્યાના નાયક જાનકી જીવરામ
પોઢો સુખ સેજે સીતારામ. ટેક.
પ્રભુજીને કમન મંદીર પુસ્પસેજા કોટી ઉદય ભયભાન
દેવતા સરવે ચોકીએ સનમુખ આયે હનુંમાન. પોઢે, સુખ.
શેષ સ્મરણ કરત નીસદીન ધરત શંકર ધ્યાન
ચરણ ગજન રામરાજા સકળ પુરણ કામ પોઢો સુખ.
સરજુ કીનારે અજોધ્યા નગરી જ્યાં બીરાજતા રામ
કૌશલ્યા સુત સેજે પોઢે નંવર સુંદર સ્યામ પાઢો સુખ.
ચુવારે ચંદન અંતર અગરચાં કનક ડબા ભરપાન
દાસ તુલસી લેકે ઠાઢે મેવા દ્રાક્ષ બદા. પોઢો સુખ.

---

## ભજન. ૮૩.

જાગો હરી જગના પ્રાણ જાગો મારૂં સાચું ધરાણું શામ
વીઠલ વેલા જાગો, ટેક.
માતા જગાડે જાગો કાનુડા ગંદરે ઉભી ગાય
સામા સાદ કરે છે માવેય મેળો થાય. વીઠલ.
વિઠલ વનમાં મોરલા બોલે સુખે થયું સવાર
વેદની વાણી બ્રાહ્મ વાંચે પુજાસો પ્રભાત. વીઠલ.
ચરકરડા બગ ચગવા લાગ્યાં ચકવા મેળા થાય
વેચણ વગાડો ધેન ચરાવો ગોપીઓ મંગળ ગાય.

દેવિઓ ભગત મુક્તી માગે દાસ કેરા દાસ
દરશન દેજો પરસન રેહેજો, વઇકુંઠ કેરા વાસ. બીજલ.

---

## ભજન. ૮૪.

રામને ભજ્યા વિના પ્રભુને ભજ્યા વિના
જાતી રહી જુવાની ટેક.
સરોવર દેખી હંશે લીધો વીસામો ભાઇરે
આત્મ થયો મારો રાજી.
હરીજન હંસલો જાણે હાલવા લાગ્યો
ત્યારે પરદેશી માળારે દેખી. ૧
જુવાની જાતારે તુને કાંઈ નવ સુઝીરે
ઘડપણ આવ્યું છાનુ છાનુરે. ૨
કાળા મટીને ધોળા આવ્યા ભાઇ
આવી મોતની નોસાની ૩
કંકુ વરણી કાયા કામ નહિ આવે
કેસર વરણાં તારા નુર
મુવા પછી તુને સળગાવી દેશે ૪
ત્યારે ઉડી જાય છે તારી વાણી.
જોરા પોંચીને તુને જમડાએ ગસ્યો ભાઇ
રે વાંસે આંસુડીની હેલી
જોધા પ્રતાપે ભણે ભણે ભગવાન દાસ.
રંગ તારી આમાં રેલીરે રામા. ૫

## ભજન ૮૫.

રૂડા રામને મનાવો ગણપતિ દેવને મનાવોરે હેજી   ટેક.
જીરે સાગર જળભરિઓ,
રાજા કુડા એની પ્રજા કુડી
કુડા કળજુગના બેડુલીઆ   જીરે ૧
નર કુડી જેની નારીઓ કુડી
કુડો કળજુગના નેડા હો.   જીરે ૨
[illegible] ભોમીમાં ખીજમત વાલો
પંખુ જે તરિએ ગાડા લાવો હો.   જીરે ૩
[illegible] સમુદ્રમાં મીઠી એક વારડી
[illegible]ાગરમાં રૂડા હીરા હો.   જીરે ૪
[illegible] પાસણુથી નુગરો વન ફરવો
અમીરસ પાળી ઘોળી પાત્રો હોય.   જીરે ૫

## કુંભારાણાનું
## ભજન. ૮૬.

એ ભલો ભલો, મેવાડનો રાજા રાણો કુંભોજી
કુંભાને સરિખોરે હરીજન હોત મ્હારેજી
આગ્રા ખંડમાંથી ચારણ આવ્યોરે હો
એને આવ્યો આવ્યોરે કુંભા તારે મોલરે,   એ ભલો
રૂપુ માગો તો ગઢની સોનું આપુરે હો,
એને આવું આવું ગરથને ભંડારરે   એ ભલો
સોનું રૂપું મારે અંત ધણીરે હો,
હું માગું કુંભા તારી રાણીરે   એ ભલો

અસત બોલું તો મારૂ સત હારૂરે હાં
અને સુમ સુની મોલ તમારારે— એ ભલો૦
સાંજ પડી સતીએ દીવડીયા રચાવ્યારે હાં.
અને મોલે આવ્યો ગેઢવિ ચારણરે— એ ભલો૦
ફરતાં ફરતાં ગઢવી વેણુ લાવ્યે.રે હાં
અને જ્યારે જુવે કુંભો રાણો— એ ભલો૦
સવાર પડીને ચોર ચારણ આવ્યોરે હાં
અને સુતો માલાને જગાડયોરે— એ ભલો૦
કરજોડી ગઢવી પાય લાગ્યોરે હાં
અને સાચુ સાચુ ધરમ તમારૂંરે. એ ભલો૦
માલદેની કુંવરી સતી લીલાવતી બોલ્યારે હાં
અને મારા હરીજનનો અમરાપરમાં વાસરે. એ ભલો૦

## ભજન ૮૭

કુંભા રાણા આપણે સાયબે જ્યારે સૃષ્ટિ રચાવીને
જયાં આઠ કુળ પરવત નવ કુળ નાગ,
સતની દોરી મેઘ ધારવે ગરાઇ હેજી
ત્યારે મુરીજન પોગ્યા સોઇ નરવાણાં
સત વિશ્વાસે સહાય મુની સીધારે હોજી. ટેક.
કુંભારાણા દીલ્લીનો સંઘ જયારે દુવારકાં ચાલ્યા હેજી
ટકો આપ્યો રોહિદાસ ચમાર—
સોનાની ચુડીએ હાથ ગરાયો
ચુડડી મોડીઓ આવ્યા આપો આપ. સત વિશ્વાસે૦ ૨
અને કુભારાણા સંઘરે જેસંગ નવાણુ ગળાવિયાં

પાણી નાવ્યાં ટાંક લગાર
મેઘ માયારે જ્યારે કાયા હોમાતીહેજી
ત્યારે પાણી ભરે શોમ્ભ પાણીઆરે. સત૦
અને કુંભારાણા રૂપી માતમ ઘરે જામો રચાયો
ત્યારે પાટે પધારયા રૂપાદે નાર
કનક થાળનો કાધો વાલે કરંડીઓ
હેરણા હેરે માલદેરાય. સત૦
અને કુંભારાણા પોકા રંભમ, પર રામદે સીધારેજી
સાથે લીધાં તોળલદે નાર.
દેવળ ચણાવી ધરમની ધજા બંધાવીજી
અને ધન્ય ધન્ય અજમલ ઘર અવતાર. સત૦
અને કુંભારાણા દેલડી નગરમાં ત્રણ સુની સીધાજી
રાવતો રણુશી ને ખીમડો કોટવાળ
કાશીએ જઇને કરવત મેલાવીઆ
બાંન છોડાવ્યાં ચઉદ હજાર. સત૦
અને કુંભા રાણા આપણે ધણીએ
જ્યારે જગત્ રચાવિઓજી
ત્યારે પાટે પધાર્યા નકળંગી રાજ
મેઘ માકરો સદ દાખવે
સોઇ સંતો અમરા પરમાં વાસ. સત૦

## શીળદાસનું ભજન. ૮૮

જીતે સંતો આજ મંડપમાં આનંદ વરતયોજી
જીતે જતારે સાત મળી જાગજારે

હે સંતો પ્રેમે ગુરૂજીના ચરણુ પખાળાજી.
તપ મનરે વરતાં ફળ માગેરે હે સંતો આજ મંડપમાં ટેક,
જીરે સંતો પ્રથમ પારવતિએ શંકર પુજયાજી
ઇતો નીજયા ધરમને માટેરે
જીરે સંતો ધન ધન માતમ બીજ ધરમના
ઇતો સાવત્રીયુ ચીરને સારેરે
જીરે સંતો બ્રહ્માએ બ્રહ્માણી આવ્યાજી
ઇતો પરમાર્થ પરવરીયોરે
હે સંતો હંસલો ગીતાનો હારદ લઇનેજી
પતો ધરમ લાખેણાંન વરીગોરે
હે સંતો ઇંદ્રને ઇંદ્રાણી પોતેજી
ઇતો ઓળખીયા આદ સ્વામીરે
હે સંતો અભેદાન ઇંદ્રને આપ્યાજી
ત્યારે વીશેની વેદના વામીરે
હે સંતો વઇલોચન બમાની પાસેજી
રૂડો ધર્મ રૂદેમાં ધારોરે
હે સંતો પાછો વળીને ન જોયુંજી
ઇતો હાથે કરી ભવ હાર્યોરે
હે સંતો ભક્તિ ભોળાપણુ ભેળુ ન ચાલેણુ
તમે ખોજી શકો તો ખાજોરે
હે સંતો શીરદાસ કે આ છેલ્લો જન્મ છે
એતો જોગ મળે તો જોજોરે

---

## કબીરનાં ભજન. ૮૯

રામ નામ જપ જાણો સંતો રામ નામ જપ જાણો. ટેક.
આતમ તત્વ પીછાણો સંતો રામ નામ જપ જાણો
પૃથ્વી તેજ પવન ઓર પાની ચ્યારે ગગન સમાણું. રામ૦
કોણ મરે કોણ અવતરે ભાઇ કોણ જીતે કોણ હારે
જલકી લહેરી જલસે ઉપની કોણ તારે કોણ મારે. રામ૦
કાયા કુંભ લે જળમાંહી ધરીયા બાહેર ભીતર પાણી;
ફુટી કુંભ જલશે ભરીયાં સો ગત બીરલે જાણી. રામ૦
હરી અથાહ થાહપે પાયો, સાહેર સુરતા સમાણી
હીમળ જાળ ડાલે કહી કરહી મીતહી હો ગયો પાણી. રામ૦
ગુરૂ બીન જ્ઞાન રામ બીન બોલે મીથ્યા વાદ કહાવે
કહે કબીર સુણો સમશા મુલ્લા હોય સો પાવે. રામ૦

### ભજન ૯૦

જા ઘર કથા નહી કીરતન સત નહી મીજમાન
તા ઘર જમડે ડેરા દિના સાંઝ પડે સમસાન. જા૦
ફુલ્યો ફુગુરો કહાહી રતહે કહા દીખલાવત અંગા
એક પલમેં ફના હો જાયગા જેસા રંગ પતંગા. જા૦
નાભી કમલસે નાવ ચલત હે દલા દશ મીન ડેરાના;
અધર તખ્ત પર દેખા તમાસા સોઇ શત ગુરકી સાન. જા૦
વેહ વેરાગે ગુરૂ ગમ જાશે શત ગુરૂ નામ નીશાના;
સાધુ જનકી સેવા ન કીધી કીશ વીધ હોય કલપના. જા૦
મેરી મેરી કર કર મુરખ મિટો નહિ માન ગુમાના
કહેત કબીરા સુનો ભાઇ સાધુ વીશ બીધ હોય કલપના. જા૦

## ભજન ૯૧.

સંતો જીવન મુક્ત હમારાજી, ના કછુ સંસારના કછુ ધોખા
કર્મ ભર્મ તે ન્યારા. સંતો૦
પાંચ તત્વ તો હમહીં ચીન્હા, હમહી કાડી કાયા.
જલ થલમેં હયે મેરા પસારા, સબ હૈ મેરી માયા. સંતો૦
ઓમ પોંહુ ન ઝણુકારા, સોહી સમર કીતા;
ગુપ્ત પ્રગટ સબમેં રહેવે સો ગુપ્ત કો વીરહે ચીન્હા. સંતો૦
રહેત પુરુસકી ખબર ન પાવે,
સાધુકા થગે ઘર બેધ પ્રસારા,
જયોતી સ્વરૂપી નીરંજન, ભજન કર રહ્યા હમારા. સંતો૦
ખુદ વાણીમાં કહી સમજાવું શાન શબ્દ હમકી ભાખ્યા ?
સાધુ હોય શો સમજી રહેવે, સોઈ હમારી સાખા. સંતો૦
અબુજ લોક બુઝે નહિ ને, બુજે તે હયે સંતો;
કહેત કબીર મેં કહેતી ભાખીયું અગમ પાર અમંતા. સંતો૦

## ભજન ૯૨.

સંતો ભાઈરે ઉન ઘરકી મોહે સંત સમજાયે;
જયાં ઘરસેં બ્રહ્મા આવાજી ( ટેક )
સંતો ભાઈરે માયા છોડ ચલે જબ હંસા,
તબ જીવડા કહા જાઇ સમયાજી. સંતો૦
સંતો ભાઈરે કોઇ પુજે શીવતીકું,
કોઇક પીર મનાવરેજી;
સંતો ભાઇરે અલખ પુરૂષકી આનંદ ન જાણે

ફોગટ ફેરા ખાવેજી સંતો૦
સંતો ભાઇરે બ્રહ્મા વીસ્નું મહાદેવ સ્વામી
પથરા નામ ધરાયાજી,
સંતો ભાઇ ઉન પથરકુ કાલ વ્યાપે
સુના મર થર જાવેજી. સંતો૦
સંતો ભાઇરે ઘડી આ દેવલકું સબ કોઈ માને,
અણુઘડ ન માને દોઇજી.
સંતો ભાઇરે તુરત સુરતસેં જો કોઇ માને,
નીરભેકા ફળ સોયેજી. સંતો૦
સંતો ભાઇરે ઘટ વઇરાટ કછુ બીન હોતાં;
પુરણ હતી માયાજી,
સંતો ભાઇરે અજબ રજબ દોઈ તેના બીન હોતાં.
તબ જીવડા કહાંસે આયાજી. સંતો૦
સંતો ભાઇરે મેં મેરી મમતાકું માર હટાયા,
તબ જઈ સુક્ષમ પાયાજી
સંતો ભાઇરે સુરતા શોહાગણ ચરણ જોઇ લોટી,
તબ જાય પ્રીતમ પાયાજી. સંતો૦
સંતો ભાઇરે સાધન સમજ મન મેરા,
ગુરૂ ગમસે ભેદ પાયાજી,
સંતો ભાઇરે કહેત કબીર અલખ અવીનાશી.
યમકે સંકટસે છોડાયાજી. સંતો૦

## ભજન. ૯૩.

રામ ભકિત છે ક્યું નહીં સાધો.

તેં કેમ ન થવા જીવ અવરાધી
ધરી મનખા દેહ જગમે વીગોઇ. રામ•
પીતર પેલે વાકીમા તન મુઇ
ગર્ભ ભજન કર્યું ન હોઇ તેરી માઇ;
જેણુે ન સેવ્યા રઘુરાયે રામ•
ગુનકાકા બેટા બાપ કીનહીકું કહેવે.
ગુરૂ વિના જ્ઞાન ચેલા કીનહીસે લેવે. રામ•
કહેત કબીરા સુનો સુંદર રૂપા.
રામ ભજન બીન પડો જમ કુંપા. રામ•

## ભજન ૯૪.

બંગલા ખુબ બન્યા માહારાજ, જયાં મેં નારાયણુ બેઠો. ટેક.
ઇશ બંગલેમે દશ દરવાજા બીચ પવનકા થંભા;
આવત જાવત કોઇ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા૦
ઇસ બંગલેમે બીજા બાજે, બાજે સાંજ સવરી.
આવત જાવત કોઇ નવ દેખે, એહી બડા અચંબા. બંગલા•
ઇસ બંગલેમે બાજા બાજે, બાજે સાંજ સવેરી;
તાલ પખાજ ઓર મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે. બંગલા•
હાડ ચામકી દેહ બનાઇ, તાસે નાડીકા કોટ
બાજીગરને ખેલ મચાયા રંગ ખુબ ચડાયા. બંગલા•
પાંચ પચીસેક પાતર નાચે, મનુવાં તાલ સજાવે;
સુરતકી નુરતકી મરદંગ બાજે, રાગ છત્રીસે ગાવે, બંગલા•
રોમ રોમકી છાય બછાઇ, ત્રણુ ગુણુકા ગાલા,
કહેત કબીર સુનો ભાઇ સાધુ, ચેતન સુનવા વાળા. બંગલા•

## ભજન. ૯૫

રાજ ભજનસે લાગીરે વીરા કબીરા
કબકા ભયા બેરાગી જી હો હો હોજી—ટેક
ચંદાજી નહોતા ને સુરજજી નહોતારે હો હો હોજી
નોતા નવ લખ તારારે
મહાદેવજીકા જનમ બી નહોતા રે હો હો હોજી
તે દનકા ભેખ હમારારે. વીરા૦
ધરણી નોતી ક્યાં જનમ ધરૂ ગોરેજી
નીર નહોતાં કણું નાવુ રે. વીરા૦
પૃથ્વી નહોતી ત્યાં પગ ધરૂ ગોરેજી
અખંડ હોય ત્યાં જાવુ રે. વીરા૦
અગોર અધકારમાં કાંઈ ન સુઝેરેજી;
નોતા ગુરૂ નોતા ચેલારે. વીરા૦
તે દીનકા મુડ મુડાવો રે હે જી;
તે દનકા ફેર એકીલારે વીરા૦
પેલા જુગમાં પવન પાવડી લીધારે હેજી
દુજા જુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
ત્રેતા જુગમાં આડબંધ બાંધયારેજી;
કળજુગમાં ઝોળી ઝંડારે. વીરા૦
સહેજ સંજે ગુરૂ ચેલા મળીઆજી
ગુરૂ મળ્યા રામાનંદારે. વીરા૦
કહેત કબીરા સુણો સાધુરેહેજી
આજ ભયા આનંદારે. વીરા૦

## ભજન. ૯૬

રામ સમર રામ સમર રામ સમર ભાઇ,
રામ નામ સુમર બીન બુડત ભવ માંહી. ટેક.
બનિતા સુત દેહ ગેહ, સંપતી સુખદાઇ
ઇનમે કછુ નાહિ તેરો કાલ જાત ખાઇ.
અજામેલ ગજ ગણિકા પતિન કર્મ કાને
સોબી ઉતર પાર પડે રામ નામ લીને. રામ૦
સકર કુકર યોની ભમત અબ કયું લાજ ન આઈ
રામ નામ છાંડ અંમૃત કાહેકુ વીખ ખાઇ. રામ૦
ધર્મ કરમ તજી કુકરમ રામ નામ લેહી
ગુરૂ પ્રસાદ સુન કબીર રામ કર સનેહી. રામ૦

---

## ભજન ૯૭.

અબ તુમ કબ સમરોગે રામ
ગર્ભ કુક્ષીમે જપ તપ કીને નીકલ હુવા અઇમાન. અબ૦
બાલપનો હંસ ખેલ ગુમાયો તરૂન પતમે કામ. અબ૦
હાથ પાવ જબ કાંપન લાગે નીકલ ગયો અવસાન. અબ૦
જુઠી કાયા જુઠી માયા આખર મોત નીદાન. અબ૦
કહેત કબીરા સુનો ભાઇ સાધુ જીવડા દો દીનકા મીજમાન.

---

## ભજન ૯૮.

ખલક સબ રેનેકા સપના સમજ મન કો નહી અપના. ટેક.
કઠણ હે લોભકી ધાર હે બહા જાત સંસારા. ખલક૦

ઘડા જ્યુ નીરકા ફુટયા પતી જ્યું ડારસું તુટા. ખલક૦
એસી નર જાન જીંદગાની સમજ મન ચેત અભીમાની.
ભુલ્યો મન દેખ તન ગોરા જગતમે જીવના થોડા. ખલક૦
તજો મદ લોભ ચતુરાઇ રહો નિશંક જગમાંઇ. ખલક૦
કુટુંબ પરીવાર સુતદારા ઉસ દીન હોવેગા ન્યારા. ખલક૦
નિશક જબ પ્રાન જાવેગા કોઇ નહિ કામ આવેગા ખલક૦
સદા મત જાનો એ દેહા લગા વો રમશે નેહા. ખલક૦
કાટેગા જન્મકી ફાંસી કહે કબીરા અવીનાશી. ખલક૦

## બાપુનાં ભજન ૯૯.

પાણીનો ખેલ બનાવ્યોરે એની તો કહિ અકલ ઘણી
સહુથી રમનારે શોભા તો એના નામ તણી
ખર એ પાણીર ખાટ્ટુએ પાણીને પાણી અરીણને ખાંડ
એ પાણીથા થયાં નર નારી એ પાણીથી બ્રહ્માંડ. પાણી૦
પાણીનું બન્યું મોતીરે પાણીની બના હિરાકણી
પાણીના અમુલ્ય કાયા બનાવી હાડ ચામ લોહી માંસ
પાણીનાંરે પશુ પક્ષી બનાવ્યાં પહાડ પથર ને માંસ
પાણીના હાથી ઘોડારે પાણીની સાલ પામરી બની. પાણી૦
પાણીનાંરે પંચ રંગ બનાયા અઢાર ભાતનારે અન્ન
હુથી ન્યારે મારો સાંઇ બીરાજે તેને દેખાને થયો છું દંગ
સંગ કીધો તેનોરે સના તો આતમાની ગણી પાણી૦
અક્ષરાતી અક્ષર બ્રહ્મ નીપાયા તે અક્ષરથી નરને નાર
ઓંકારથી ત્રણુ ગુણુ નીપાયા એ અઢાવાર નીરધાર
ઓગણત્રીસમાં મઢા વોસુરે ત્રીસમાં બાપુ ગાય ભણી. પાણી૦

## ભજન. ૧૦૦.

નામ જેણે જાણ્યું રે તે તો વેદ ચારે ભણ્યો
ભેદ જેણે જાણ્યો રે, તે તો ખગ તરત બન્યો. ટેક.
બત્રીશ આભ્રણ અંગે ધરી નરી નાક પીના સો શણગાર
કરીએ આપનું આપ તે જાણ્યુ તે કેમ કરી ઉતરે પાર
સાર ક્યાંથી મળશે રે ભણ્યો ખરો પણ ન ગણ્યો નામ૦
વાંઝણી નારીને સ્વપ્ન આવ્યુ છે પુત્ર નથીરે એની પાસ
એમ ભજન દેખા દેખી કરે છે તેની કેમ પુરી થાશે આસ.
કોને બાપ કહેશેરે, વેશ્યાએ જે પુત્ર જણ્યો નામ૦
નામ ગુરૂને રૂપનો નાશ વળી ચોથ પદ અવીનાશી;
એ ચોથ પદનો ભેદ જાણે તેને કહિએ હરી તણો દાસ
ના કરી કરમનો રે શંશે એક પળનાં હણ્યો. નામ૦
ગરબી રાખો તમે ગુરૂને આહા કરો શબ્દનો તોલ
આપણ થકી જો અદકો મળે તો તેનો ધારણ કરજો બોલ;
ગુરૂને સંગ બાપુંરે, અનામી નામ પોતાનો બન્યો. નામ૦

---

## ભજન. ૧૦૧.

કામ ક્રોધ ઓર લાભ મેહકો જો જન દુર ભગાવે
દસમે કુચ્છ સદેહ નહી હે મોતકી પદવી પાવે કામ૦
ભવસાગરકાં કઠીન હે તરના હર કોઈ ગોથે ખાવે
જ્ઞાનકી બેડી સંતકી બલ, નિશ્ચે પાર લગાવે કામ.
જબ ઇશ્વર કૃપા હોવે જ્ઞાનુ નેત્ર ખુલ જાય
કપટ દંભકા મેલે મેલ સબ શુદ્ધો ગનમે આવે. કામ૦

